# બીલીમોરાના "છીલ્લા"!

ગુજરાતી કોપીરાઈટર-ત

## ( અંક ૩ જો. )

### "દીલખુશ" ના એહવાલ પર શરેહ.

ગયા અંકમાં મારા મીત્ર (જેવણુ રમુજી સાહિત્યનાં મેદાનમાં "દીલખુશ" ને નામે ઓળખાય છે, તેમની) તરફના ગોલા ઝીણાનાં મકાનમાંના "બાપુ સાહેબ" ના છીલ્લા વિષેના પ્રગટ થયલા એહવાલમાંની કેટલીક બાબદો પર કાંઈક ખોલાસા અને શરેહની જરૂર છે, અને તેટલા માટે જરૂર જોગો ખોલાસો અને નુકતેચીની કરીને હું વધુ વિગત આપીશ.

એ ભાઈ ગોલા ઝીણાનાં ઘર માટે શરૂઆતમાં લખે છે. (જુઓ પાનું ૧૧.) આ બાબદમાં મને મળેલી ખબર મુજબ ગોલા ઝીણાનું અસલ મકાન નાનું હતું, અને ત્યાં નીચેના ભાગમાંજ "કબર" બાંધેલી હતી. આ બનાવટી કબર સંવત ૧૯૫૩ ને આશરે તે વખતના નવસારીના સુબા સાહેબ રા૦ રા૦ ખાસેગવ જાદવે તોડાવી નાખેલી કહેવાય છે: વળી તેજ વખતે બીલીમોરામાં મસ્તાન નામે એક ધુણનાર હતો, તેને પણ માર મારી ગામમાંથી કાઢી મુકેલો કહેવાય છે. પ્રજાનાં હિત માટે નિક્ષણ કાળજી ધરાવનાર આ ભલા અને ઉમંગી સુબા સાહેબે બીલીમોરામાંથી ધુણવાની બદીને દફે કરવા માટે જે મજબુત કોશેશ કીધી હતી, તેને આજે પણ બીલીમોરાના કેટલાક બુઝર્ગો માન સાથે યાદ કરે છે.

પણ વખત જતાં કબર પાછી બંધાયલી કહેવાય છે. અને પાછળથી એક માલદાર પારસી ગ્રહસ્થને આ "છીલ્લા" ની પુંજથી થયલા કહેવાતા ફાયદાને લીધે તે ગ્રહસ્થે પોતાની તરફથી એક પારસી જવાનને દેખરેખ માટે રાખી ગોલા ઝીણાને હાલનું મકાન બાંધી આપેલું કહેવાય છે. અને તે વખતથી "બાપુ સાહેબ"ના છીલ્લાની જગ્યા માળ પર કરવામાં આવી છે. ગોલા ઝીણાની આ ગોઠવણની નકલ પાછળથી ફીર સધવાએ પણ કીધેલી કહેવાય છે, અને ત્યાં પણ "બાપુ સાહેબ"ના છીલ્લાની ગોઠવણ માળ ઉપરજ અસલી જગ્યાએ છે.

એક પારસી બાનુની સાડી કબ્જે કરીને ખુંટી પર મુકેલી ગોલા ઝીણાના મકાનમાં "દીલખુશ" ના જોવામાં આવી, (પાનું ૧૧) તે બનાવ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. આ મકાન પર છુપી નજર રાખનારા પેલા હીણાયલા "પોરયાઓ"ની મુખ્ય ફરીઆદજ એ હતી કે પારસી બાનુઓ તે મકાનમાં સાડી વગર જોવામાં આવી હતી. એક પારસી મકાનમાં કોઇ હમકોમનો આબરૂદાર ગ્રહસ્થ મળવા આવે, તો આજના વખતમાં જવાન બાનુઓ તો ખાસ કરી સાડી વગર નજરે પડવું બેમલાહજા ભર્યું સમજે. પણ અહીં એક પરકોમી શખ્સના મકાનમાં પારસી ઓરતો રાતદીન રહે અને તેવી કોઈ ઓરતની સાડી તેનાં બદન પર રહેવાને બદલે બપોરની વખતે ખુંટી પર જોવામાં આવે, ત્યારે તે પારસી ઓરતનાં સ્વમાન માટે આપણે શું ધારવું ? અને પારસી ઓરતો એક હિંદુના મકાનમાં મહિનાઓ સુધી રાત દીન રહે, એ બનાવજ શું કોમને બેઆબરૂ લગાડનારો નથી ? ગોલા ઝીણાને ત્યાંનું ધુણવાનું કામ રોજ રાત્રે નવ દશ વાગતે પુરૂં થાય છે, તો આ ફરજ-પરસ્ત ઓરતો તે મકાન છોડીને પોતાને ઘેર યા ગામ યા બીલીમોરામાંના કોઇ પણ મકાન ઉપર જવાનું પોતાના મલાહજાને ખાતર શું વાજબી ધારતી નથી ? આ બાબદ ઉપર વધુ સખ્ત નુકતેચીની કરતાં મને પેલા "તોફાની પોરયા"ની સંફમાં મુકવામાં આવશે, માટે વધુ નહીં લખતાં જે બીલીમોરીઆઓનાં દીલમાં ઓરત જાતના મલાહજાની દાઝ હોય, તો તેઓની સારી સમજ ઉપર આ બાબદ હું છોડું છું.

માછણ સોમી રોજ દિવસમાં બે વાર ધુણે છે, (પાનું ૧૧.) એટલે આ ધંધો કેવો નફાકારક હોવો જોઇએ તે જણાઈ આવે છે. આ ઓરતને ખુલ્લી નજરે જોનાર કોઇપણ સમજદાર માણસ માની શકેજ નહીં કે એક રહેઝમાર-પીરમર્દનું રૂહ આ ઓરતનાં તનનો દિવસમાં બે વાર કબજો લેતું હોય. ત્યારે કયો દીનદાર ઇસ્લામી આવી દેખીતી ગલત બીના માનવાને તૈયાર થાય ?

"દીલખુશ" માછણને પોતાનાં કુટુંબની માંદગીનો એહવાલ કહી પુછેલા સવાલ (પાનું ૧૦) ના જવાબમાં માછણે જણાવ્યું કે "કોઇએ તમારાં ધણિયાણીને કરી મુકયું છે." આ એકજ જવાબ ઘણું કરી માંદગી માટેના સવાલ પુછનારાં સઘળાંને મળે છે. બસ સઘળાંની માંદગીનું કારણ "કોઇએ કરી મુકેલું" હોવાનુંજ જણાય છે.

કોઇને તાવ આવે, ખાંસી થાય, ચોંકી ઉડે, હાંફણુ થાય, લકવો થાય, ગમે તે થાય, તો તેનું એકજ કારણુ : "કોઇએ કરી મુકયું છે !" ત્યારે આપણી અજાયબી એ છે કે બીલીમોરા જેવાં નાનાં ગામમાં જેમ આવાં ધુણુવાનાં અરધો ડજન મથકો છે, તેમ ત્યાં "કરી મુકનારાં" પણ સંખ્યાબંધ હોવાં જોઇએ, અને ત્યારે આ દેખીતું સુખવાસી ગામ મોટે ભાગે "જાદુગરો"થી વસાયલું હોવું જોઇએ. આવી રીતે આપવામાં આવતો વહેમ કેટલાં સંપીલા કુટુંબોમાં અને પાડપડોશીઓમાં શક ઉત્પન કરી સાસુ-વહુ, દેરાણી-જેઠાણી, નણુંદ-ભોજાઇ, પાડપડોશી વગેરેમાં બીના કેસાનું બી રોપનાર થઇ પાતો હશે ! પણ અફસોસ ! આવા લાંબા વિચારો કરી દુરંદેશી વાપરવાની બુધ્ધિ બીલીમોરાના પારસીઓના મોટા ભાગમાંથી ગુમ થઈ ગયલી જણાય છે. ગોયા "બાપુસાહેબ"ના આ છીલ્લાઓથી એક જાતની નજરબંધી (glamour) બીલીમોરાના પારસીઓ પર નાખવામાં આવી હોય !

પણ "દીલખુશ"નાં ધણ્યાની તો ખોદાની કરમ બક્ષેશથી સાજા-તાજા છે; તેમને કોઇ "મુદઇએ" કરી મુકયું નથી; અને જ્યારે સોમી માછણના દીલમાં એક પરહેજગાર પીર મર્દ આવે છે કે જે સઘળું જાણતા હોવા જોઇએ, જેનામાં લોકોને સાજાં કરવાની, મેલાં જાદુને તોડવાની, શરતના ઘોડાની પુંઠે દોડી તેને "ત્રીજે" લાવવાની, દીવાના માણસોની બુધ્ધિ ઠેકાણે લાવવાની અને ટુંકમાં અનેક જાતનાં ચમત્કારો કરવાની શકિત છે, ત્યારે આપણી અજાયબી આ છે કે "દીલખુશ" ખરેખર "બાપુ સાહેબ"ની મદદ લેવા નહી, પણ ત્યાંનો ભરમ જાણવા ગયાં હતા, એ બીના "બાપુ સાહેબ" જાણવા પામ્યા નહી ? શું આ હકીકત-જ એકજ દાખલો-પુરવાર કરવાને પુરતો નથી કે "બાપુ સાહેબ"ને નામે આ મકાનોમાં ચાલતા ઢોંગ માત્ર કમાઈ સિવાય બીજું કાંઇજ નથી !

લોકોના મન ઉપર પવિત્રાઇનો છાપ પાડવા માટે તેમને દારૂ-તાડીથી દુર રહેવા અને ચોકસ દિવસો પર માછલી નહીં વાપરવા (પાનું ૧૩-૧૪) ની ફરમાશ કરવામાં આવે છે. અમીતાહારી ખોરાક અને કેફી પીણાં ઘણાંક દુખોનું મૂળ કારણ છે. ગુજરાતના શહેરો અને ગામોના પારસીઓનો મોટા ભાગ દારૂ-તાડી અને માછલીને જીંદગી માટેની કેટલી કીમતી જરૂરી-આત ગણે છે, તે બીના અજાણી નથી. આ ખોરાક અને પીણાં પર

આંકડા પડવાથી તબીયતનો સુધારો થાય, તેનું માન "બાપુ સાહેબ" ખાટી જાય, અને "એફીન" તેને ચમત્કાર ગણે તેમાં નવાઇ નથી.

પણ આ દફ્તરપરસ્તી કરનારા પારસી મરદ ઓરતોની હીણુ થઇ ગયલી બુધ્ધિનો ખ્યાલ તો તબીયત માટે પુછાયલા સવાલો (પાનું ૧૪)ના અપાયલા એક સરખા જવાબોથી મળે છે. એક જવાન પારસી ઓરતને સસણી થઇ, તે માટેના તેણીનાં સવાલનો જવાબઃ 'મારી માને પુછીને સાંજે દઇશ!' પેલા ઠીંગણા મોબેદ સાહેબનાં ત્રણ છોકરાં રાત્રે એકી વખતે ચોંકી ઉઠે, તેનાં સવાલનો જવાબઃ "મયેં મેરી અમ્માકુ પુછકર શામકુ જવાબ દઉંગા!" આ સવાલોના જવાબો મેળવવા માટે આવાં મરદ ઓરતો માટે લાયક જગ્યા શું એક દીવાનાશાલા નહીં ગણાય? જો "બાપુ સાહેબ"ના બરકતથી સઘળાં દુઃખ દર્દો દફે થાય છે, તો સસણી અને ખાંસીના ઇલાજ માટે તેઓને "અમ્મા"ને પુછવા જવાની શી જરૂર પડે? આ જવાબો ખુદ શું દેખાડે છે? પણ નવસારીવાળા મી૦ ... ...ના સવાલનો જવાબ આ સઘળાનો નિવેડો લાવે છે. તેમને સોમી માછણ જણાવે છે કે (પાનું ૧૪) "જો મારા પર આકીન રાખે તો જરૂર ફળ મેળવે, બાકી હું કોણ?" વધુ નુકતેચીનીની અહીં કાંઇ જરૂર છે?

પણ આ વહેમના વમળમાં વિટલાયલાંઓને "બાપુજી સાહેબની બધેજ ચોકી છે," એમ જણાય છે. અને તેટલા માટે પેલા ઠીંગણા મોબેદ સાહેબે "દીલખુશ"ને બલામણ કીધી કે "રૂ. ૧૧ નુ લુબાન કોડીનું લાવજો, આ "છીલ્લા" પરથી ઓવારીને આપવામાં આવે તે દીવસમાં બેવાર તમારા ઘરમાં ફેરવજો કે ત્યાંબી બાપુ સાહેબની ચોકી રહેશે!" (પાનું ૧૪) પણ "દીલખુશ"ના સઘળા મીત્રો જાણે છે કે ગમે તેવી હાલતમાં પણ "દીલખુશ" સદા 'દીલે ખુશ' રહે છે, અને તેથી "બાપુ સાહેબ"ની "ચોકી" તળે આવી પોતાનાં દીલને નજરબંદી (glamour)માં નાંખી સાવજ થવા જેવા મૂર્ખ તેઓ નથી.

અને હવે આપણી અજાયબી વધે છે જે પરહેઝગાર પીરમર્દ પોતાના મુરીદોને દારૂ–તાડી અને માછલીથી પરહેઝ રહેવાની ફરમાશ કરે છે, તેમને બકરાં–મરઘાંની માનતાની જરૂર રહે છે, અને તેવા તેમનો મુઝાવર ગેલો ઝીણો પેલી સવાલ પુછનારી પારસણ પાસે ઉઘરાણી કરે છે કે, "તમારી તબીયત હવે જરા ઠીક છે તો આગળ કહ્યા મુજબ મંગાવેલી

મરઘી હજી લાવ્યાં કેમ નથી ?" એક પરહેઝગાર પીરમર્દના છીલ્લા આગળ બકરાં-મરઘાંની માનતા ! "બાપુ સાહેબ'ની મહેરબાનીનો લાભ લેવા આવનારાંઓને અનેક પ્રકારની માનતા લેવી પડે છે, અને તે ગોલા ઝીણા તરફથી વા સોમી માછણ તરફથી સુચવવામા આવે છે. આ માનતા તરીકે આવેલી ચીજો પાછી બજારમાં વેચાવા જતી કહેવાય છે, અને બકરાં-મરઘાંની ઉજાણી ચાલતી જણાવવામાં આવે છે. આવી ચીજો બજારમાં વેચાતી હોવાનું જાહેર હોવાથી બીલીમોરાની અન્જુમનની તા. ૧લી એપ્રીલને દીને મળેલી સભામાં અન્જુમનને લગતાં ગાહંબારનાં જમણો તથા ક્રિયાકામોમાં ગોલા ઝીણાની દુકાનેથી કશો માલ નહીં ખરીદવાનો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. આવી માનતાઓ માટે ગોલા ઝીણાને ત્યાં એક ખાસ "ખાતાંવહી" રાખવામાં આવેલી મારા મીત્ર મી૦ ... ... ... ... એ જાતે જોઇ અને વાંચી છે. બીલીમોરાના એક ચોકસ પારસી ગ્રહસ્થે લીધેલી માનતા નહીં ચઢાવ્યાથી તેને તેમ કરવા માટે દબાણ કરવા ગોલા ઝીણાએ મારા ઉપલા મીત્રને અરજ કીધી હતી, અને તે બાબે ખાત્રી કરવા પોતાને ત્યાંની આ માનતાની "ખાતાંવહી" દેખાડી હતી !

આ દરજ પરસ્તીમાં અથોરનાન વર્ગ ભાગ લેય, એ થોડું દુઃખ ઉપજાવનાર નથી. કહે છે કે એક મોબેદ સાહેબની ગીની ગુમ થઇ જવાથી તે માટે સવાલ પુછવા તેઓ "બાપુ સાહેબ" આગળ ગયા હતા ! પેલા ઠીંગણા મોબેદ છેક મુંબઇ વેરથી અહીં આવ્યા હતા, અને પોતે "દશ વર્ષ થયાંનો આવું છું" એવી "દીલખુશ"ને ખાત્રી આપી હતી ! (પાનું ૧૫) આવા "છીલ્લા" પરસ્ત મોબેદો આપણાં રવાંનોને બેહસ્તનો રસ્તો દેખાડી શકે ખરા કે ?

પણ "બાપુ સાહેબ" માત્ર દુઃખીઓનાં દુઃખ દફે કરીનેજ સંતોષ પકડતા નથી; તેઓ સંસારી કજીઆઓમા પણ ભાગ લેછે; શરતનાં મેદાનમાં ઘોડાઓની પાછળ દોડીને તેમને આગળ લાવી આપી નસીબ ફેરવી નાખે છે; વાંઝણી ઓઓને સંતાનની બક્ષેસ કરે છે; દીવાનાંઓને શુદ્ધિમાં લાવે છે; કોર્ટના મુકદમાઓ જીતાવી આપે છે, અને તેનો એક દાખલો નવસારીના એક પારસી ગ્રહસ્થનો ગોલા ઝીણાએ પોને આપેલો પ્રગટ થયો છે, (પાનું ૧૫.) જેમાં "બાપુ સાહેબ"ના હુકમથી ગોલો ઝીણો તે પારસી ગ્રહસ્થને મુકદમાના કામમાં મદદ કરવા છેક વડોદરા સુધી ગયો હતો, અને "બાપુજી

સાહેબ"ની બરકતથીજ તે મહસ્થ જીત્યા છે, પણ હજી "જમીન કબજે મળી નથી!" પણ કેસ "જીત્યા છે" એટલો સંતોષ છે! કદાચ "બાપુ સાહેબે" જજ સાહેબ ઉપર પોતાની નજરબંદી (glamour)ની "ચોકી" બેસાડી તેમનાં મન ઉપર ગેબી અસર કીધી હોય! આ રીતે પરહેઝગાર પીરમર્દોનાં રૂહ દુઃખીઓને રાહત આપવા ઉપરાંત દુન્યાદારીની ખટપટમાં પણ સામેલ થાય છે!

પણ "બાપુ સાહેબ"ની ખરી કસોટી તો "દીલખુશે" તા. ૫મી માર્ચને દીને કીધી, (જુઓ પાનું ૧૬) કે જ્યારે રાબેતા મુજબ રૂ. ૧ા અને નાળયેર ચીરીને મુકતાં સોમી માછણે તે "કોઈ બાઈ" માટેનું જણાવ્યું, કારણ તેણી જાણતી હતી કે આ "ગ્રાહક" પોતાની મહોરદારની તબીયત માટેનો સવાલ લઈ પહેલા આવ્યા હતા. પણ જ્યારે સવાલ "કજીઆ બાબત"નો હતો, એમ જણાવવામાં આવ્યું, ત્યારે "તે ફરી ન પુછાય, છતાં જવાબમાં એ કે શત્રુઓ મહાત થશે અને એક માસમાં બધું ઠીકજ થશે!" આવી ઉલગબરડીના દાવ એક પરહેઝગાર પીરમર્દનાં નામ હેઠળ! જો "બાપુ સાહેબ" સઘળું કરી શકે, જો તેઓ ગેબી શક્તિ ધરાવે, તો "દીલખુશ" જેવા એક સાધારણ ઈન્સાનના સવાલો પારખવામાં, આવા એક "ગ્રાહક"ને પીછાણી લેવામાં ગફલતી કેમ? આ મથકના સઘળા પારસી પુંજારીઓને હું જાહેર રીતે સવાલ કરૂં છું કે જ્યારે "બાપુ સાહેબ" અનેક પ્રકારની ચમત્કારી શકિત ધરાવે છે, ત્યારે "દીલખુશ" માત્ર ત્યાંનો ભરમ જાણવા હાજર થાય છે, એટલું પીછાણી લઈ સોમી માછણને તેઓ ચેતાવી શકયા નહીં? તેના સવાલો ખરી રીતે વાંચી શકયા નહીં?

એક બારવાએ પેટમાં સખત દુઃખાવાની ફર્યાદ કરી (પાનું ૧૫) તે "માત્ર ઘી મસળવાથીજ" દફે થશે એમ જણાવ્યું, તે એક સાધારણ ઘરગતુ ઉપાય હતો; પણ સાથે "ગોળની ગોળી, અને ચાંદીની ગોળી"ની માનતા લેવાની જરૂર હતી! કેટલા શેર ગોળની ગોળી અને ચાંદીની ગોળી પણ તેટલાજ વજનની કે કેમ તે જણાવ્યું નથી. તે તો કદાચ પોતાની મુનસફી પ્રમાણે "ખાતાવહી"માં નોંધવાનો મુઝાવરને હક હોય.

"દીલખુશે" એક ગોલાને ધુણતાં જોયો, (પાનું ૧૬.) તે દેખાવ મેં પોતે પણ નજરે જોયલો હોવાથી હું તે વિષે હવે પછી વિગત આપીશ.

એક ખારવાની ઉપરથી "કપડાંના ઘોડા ઓવારવામાં આવ્યા," એવું જણાવીને કે તે "ખરા છે, ને દુઃખ લઈ નહાસે છે!" આસા સહેલ ઉપાયો છતાં પારસી કોમ લાખોને ખર્ચે મોટી હોસ્પીટલો બાંધે છે, અને પૈસાની બરબાદી કરે છે! બીલીમોરા ભાગ્યશાળી છે, અને ત્યાં "દુઃખ લઇને નહાસી જનારા ઘોડાઓ" હોવાથીજ ત્યાં હોસ્પીટલની જરૂર જણાતી ન હોય!

નવસારીવાળા એક પારસી ગ્રહસ્થનાં બહેરદાર દસ્તાનથી ચાલુ હેરાન રહેતાં હતાં, તેવણ "બે વર્ષ રહી ઇલાજ કરતાં ઠીક થઇ" પોતાને ગામ પાછાં ગયાં હતાં આટલી મુદત સુધી તે બાઇએ ધીરજ રાખી કોઇ બાહોશ તબીબ કે મીડવાઇફની દવા કીધી હતી કે? શું "બાપુ સાહેબ" જેવા એક પરહેઝગાર પીરમર્દે પોતાની ગેબી શકિતથી આ બાઇની બીમારી "બે વર્ષ" કરતાં ઓછી મુદતમાં દફે કરી શક્યા નહીં?

મેં હાથ ધરેલી બાબદ માત્ર "બીલીમોરાના છીલ્લા" વિષેની છે, પણ તેમાં નવસારીના પારસીઓ કાંઇક પ્રમાણમાં ભાગ લેતા હોવાથી મારે નવસારી માટે પણ સહેજ વિવેચન કરવાની જરૂર પડે છે. આ શહેરના અથોરનાન અને બેહદીન બંને વર્ગ છીલ્લા અને કબરપરસ્તીમાં ભાગ લે છે. મોટે ફળીએના એક અથોરનાન ગોલા ઝીણાને ત્યાં ઘોડો વખત પોતાનું દુઃખ સારૂ કરાવવા જઇ રહેલા કહેવાય છે. બ્રાહ્મણ સેવડાઓની મદદ લેવાનું કામ, વેરાવળના રસ્તાપર આવેલી કબરો પુંજવાનું કામ સાધારણ છે. મલેસરની કેટલીક પારસી ઓરતો રોજ સવારે આ કબરો તરફ જતી જણાય છે. ટુંકમાં, નવસારીમાં તેહકીક કરવામાં આવે તો આ વહેમો ઓછા નથીજ. "બીલીમોરાના છીલ્લાને" વધુ આશરો મલેસરના પારસીઓ તરફથી મળે છે.

છીલ્લા વિરૂદ્ધ હિલચાલ કરનારા "થોડા તોફાની પોરયાઓ" લોકોનાં નામ કશા પુરાવા વગર દે છે, એવી બદનામી આપનારાઓને "દીલખુશ"ની તા૦ ૫મી એપ્રીલ ૧૯૨૩ની મુલાકાત વખતે લકવાના દર્દીની બાબતમાં ગોલા ઝીણાએ જાતે જે ખોલાસો કીધો છે, (પાનું ૧૮) તે હું અર્પણ કરૂં છું. જેઓ "પોતે હવે ત્યાં જતા નથી" એમ બાપોકાર જણાવે છે તેઓને ખરા માનવા કે ગોલા ઝીણાની પોતાની જુબાની ખરી માનવી?

ગોલા ઝીણાની બજારમાં અનાજ વગેરેની એક દુકાન છે, જ્યાંથી અન્જુમનને લગતાં ગાહંબારનાં જમણો, મુકતાદ વગેરે ધર્મક્રિયાઓ માટે અનાજ વગેરે જોઈતી ચીજો ખરીદવામાં આવતી હતી, અને તેના અટકાવ કરવા માટે અન્જુમનની તા૦ ૧ લી એપ્રીલની સભામાં ઠરાવ થયો હતો. આ ઠરાવ વિષે ઇશારો કરતાં "દીલખુશ" ને જણાવવામાં આવ્યું કે "વરસે રૂ૦ ૫૦૦) ના અનાજ એ લોકો નહીં લેશે તેથી હું ભુખે મરવાનો નથી." (પાનુ ૧૮) બેશક નહીં. કારણ "બાપુ સાહેબ" નું સાધન સોના—ચાંદીની આવક આપનારૂં છે.

છીલ્લા વિરૂદ્ધની હિલચાલમાં લગભગ એક ડજન ગ્રહસ્થો આગેવાની ભર્યો ભાગ લેછે, જેમાંના માત્ર ત્રણ ચાર સિવાય બાકીના સઘળા ૪૦ થી ૬૦ વર્ષ સુધીની ઉમરના છે. પણ આ દરૂજ પરસ્તીને લગતી સઘળી બાતમીઓ શરૂઆતમાં મેળવવામાં મી૦ હોમી તાતા અને મી૦ રૂસ્તમજી ઉંડાચીઆએ મુખ્ય ભાગ ભજવ્યો હતો. આ બે મીત્રો માટે મારે કશું બોલવું મુનાસેબ નથી. ગોલા ઝીણાનાં મત પ્રમાણે "બધું તોફાન" આ બે જણનું છે. જો કે તેમને ગોલા ઝીણા સામે કશો દ્વેષભાવ, અંતર. મનફૂરી—કશુંજ નથી. હું માત્ર એટલુંજ કહીશ કે આ બે જવાન ગ્રહસ્થોએ જે કાંઇ કીધું છે, તે પોતાની કોમની બીજાતીના ભલાહજાની સહેજબી લાગણી ધરાવનાર કોઇબી જરથોસ્તીનાં માનને લાયક છે.

"આ છીલ્લામાં "કાંઇ ઢોંગ. ધતીંગ કે લુટાણું છેજ નહીં," (પાનું ૧૮) તે "દીલખુશ" ના એહવાલ અને ઉપલી નુકતેચીની પરથી દીવાની જોત જેવું ચોખ્ખું જણાઇ આવે છે!

તાતા બાગના મેનેજર (કેટરર) ભાઇ દીનશાહ બે ત્રણ જણને ધુણતાં જોઇને ડઘાઈ જાય (પાનુ ૧૯) તેમાં નવાઇ નહીં. કોઇ પણ સાધારણ મનશક્તિનો માણસ આવા બનાવોથી ધભરાટમાં પડે એ દેખીતું છે.

એક અંદાર પારસણે બતાવેલા બે નાળ્યેરનો જવાબ રાખેતા મુજબજ "જાનનાં સગાંઓએ કરી મુકેલુ" એમ મળ્યો. (પાનું ૧૯) આ "કરી મુકનાર" સગાંઓની સ્થીતિ? જેમની ઉપર એકવાર શક જાય તેઓ ગમે તેવાં નિર્દોષ હોવા છતાં તેમની હાલત કેવી થાય? કેટલાં પારસી ઘરોમાં આ "છીલ્લા"ની બરકતથી "આગના ભડકા" ઉઠતા હશે?

અહીં મારા મીત્ર “ દીલખુશ ” ના એહવાલ ઉપરની મારી નુકતેચીની પુરી થાય છે. એ ભાઇની બે વારની મુલાકાતનો લેખીત એહવાલ મને મળ્યા પછી મને પોતાને આ “ છીલ્લા ” ની જાતે મુલાકાત લઇ તેહકીક કરવાની જીજ્ઞાસા થઇ, અને મેં મારા કેટલાક મીત્રોને મને ત્યાં લઇ જવાની અરજ કીધી. પણ છીલ્લા વિરૂધની હિલચાલમાં ભાગ લેનારાઓનાં નામો જાહેર થઇ ગયલાં હોવાથી, અને તેઓ સઘળા ગોલા ઝીણાને જાણીતા હોવાથી ત્યાં દાખલ થતાં તેમને અને મને અટકાવવામાં આવે એ દેખીતુ હતું. આટલા માટે તેઓએ મને મારા ઇરાદાથી હાથ ઉઠાવવાને સમજાવવા માંડયો. સઘળાને ભય હતો કે આ કામ સલામતી ભર્યું ન હતું. છતાં જાતે તેહકીક કરી ખરૂં ખોટું જાણવા માટેની મારી જીજ્ઞાસા વધતી ગઇ, અને હું મારા મીત્રોને આગ્રહ કરતો રહ્યો. દરમ્યાન ફેબ્રુઆરીની આખેરીએ આ છીલ્લાનો આશરો લેનાર બીલીમોરાના એક પારસી ગ્રહસ્થ તરફથી નવસારીના મારા એક મીત્ર મારફતે એક લંબાણુ પત્ર મને હાથોહાથ પુગાડવામાં આવ્યો. આ પત્ર બહુ જાણવાજોગ છે, અને તે જાહેરમાં મુકવાની તેના લખનારે મને પરવાનગી આપેલી હોવાથી તે અત્રે હું આખો રજુ કરૂં છું, પણ એક ગરીબ કુટુંબને નામ નિશાન સાથે ઉઘાડું પાડવાને મારૂં અંતઃકરણ કબુલ કરતું ન હોવાથી હું લખનારનું નામ જાહેર કરવાનું વાજબી જોતો નથી. આટલાજ માટે પોતાનાં પત્રના પહેલા ફકરામાં પોતે આપેલી વિગતવાર “ઓળખ”નો ભાગ હું પ્રગટ કરતો નથી.

આ પત્ર ઉપર હવે પછી હું નુકતેચીની કરીશ. પણ મને જે વાક્યો કે શબ્દો ધ્યાન ખેંચવા જોગ લાગ્યા છે, તે મેં કાળા ટાઇપમાં મુકયા છે, કે જેથી વાંચનારાઓને તે ઉપર વિચાર કરવાનું બને.

આ પત્ર મળવા પછી ગોલા ઝીણાના મકાનની મુલાકાત કોઈ પણ રીતે લેવાનો મારો ઠરાવ મજબુત થયો, અને તે માટે મને જોઇતી તક મળી પણ ગઇ, પણ તે સઘળી હકીકત હવે પછીના એકાદ અંક ઉપર મુલતવી રાખવાની ફરજ પડે છે.



# એક જાણવાજોગ પત્ર.

યઝદાં પનાહ બાદ.

—+<:o:>+—

બીલીમોરા, તા૦ ૨૫—૨—૨૩.

## એક નમ્ર અરજ ભરેલી ચેતવણી.

સદા સુખી રહો નેકનામ કદરદાન જ્ઞાની બાપજી સાહેબ શેઠજી અરદેશરજી નશરવાનજી બીલીમોરીઆ.

લી૦ સેવક ભાઈ ... ... ... ... ... ... ની દુવા બંદગી વાંચશોજી. આશા છે આપ સહકુટુંબ ખુશીમાં હશો. અત્રેની ખુશી જાણશોજી.

ઓળખ.— ... ... ... ... ...

**જીંદગી ગુજારવાની રીત તથા નેમઃ**—ખુદાની બક્ષેસથી બાર વરસની ઉમરથી ધર્મ ધ્યાન તથા સાદી જીંદગી ગુજારી તે કીરતારે જે ઉમદા નેમથી અત્રે ઉર્વાન ઉતારેલું છે તેની વૃદ્ધી કરવી, એ બાબદો પર મનન કરીને હું મારો રસ્તો મારી નાકેસ અક્કલથી આપ તથા આપ જેવા બીજા જ્ઞાની પુરૂષોના સમાગમમાં આવી તથા તેવાં ભલાં સાહીત્યથી લેતો ચાલ્યો જાઉં છું. હું મારે મોહડે એ બાબદ વધુ વિવેચન કરૂં તે કેટલાં લોકવાચકો પોતાની મેળે મારી બાબદ વધુ રોશન કરશે. આજે છેલ્લાં પંદર વરસથી તદન વેજીટેરીઅન જીંદગી ગુજારૂં છું તથા એલ્મે-ક્ષનુમ ક્લાસનો નાકેસ સભાસદ છુંજી.

**સંસારઃ**—સંસારની જુસરી જેનાં જેવાં પુર્વના કર્મ તેવી રીતે તેને સુખ અગર દુઃખ સમાન લાગે છે, પણ મારા મનથી દુઃખ ,તથા સુખ એક સરખાં છે. સબબ તે લાવનાર તથા તેના માલીક આપણે પોતેજ છીએ એવું મારી નાકેસ સમજ મને કહે છે. ૧૯૦૧ ના સાલમાં લગન થયું. પાંચેક વરસમાં પહેલી ઓરત આ ફાની દુનીઆ છોડી ગઈ, ત્યાંર પછી કેસાસને કાયદે બીજું લગન દોઢેક વરસે કીધું. તે કીરતારે

છું બચ્ચાંની નવાજેશ કીધી છે તથા આજે સેવકની ઉમર ૪૧ વરસની છે. જો આપણા વખશુરે વખશુરાન રમજગો સ્પીતમાન જરથુસ્ત સાહેબ નો આ દુનીઆમાં રહી પોતાના કુટુંબની વ્યવસ્થા કરતા રહીને પોતાના ઉરવાનની નાઝી કરવાનો હુકમ ન હોત તો આ કમીનો સેવક આ સંસારી ગુસરીનો ત્યાગ કરી એકાંતવાસમાં કયારનો ગયો હોત એવી આફ્તોમાં હું સંસાર ભોગવતો આજે છું. પણ તે બધી આફ્તોને હું સુખ સમાન ગણીને આ ઉમરે એક પહાડ જેમ હીલતો નથી તે મુજબ મજબુત મક્કમપણાથી તે કીરતારની યાદ ચાલુ કરતો રહ્યો છું. આફ્ત તો એવી કે એ બાબત કોઈ વખતે આપણા રૂબરૂ મેલાપ વખતેજ વર્ણવી શકીશ. જે દુઃખથી હું દુઃખી છું તેમાં મારી સાથી–મારી ઓરત તથા બધાં બચ્ચાં સપડાયલાં છે, અને તેનું મુખ્ય કારણ મને લાગે છે કે હમારા કેશાસ તથા આ હાસમી * જમાનાનો જોર છે. ખુદા ખેર કરે.

**હરરોજની જીંદગી:**—સહવારે સકાળે ઉઠવું, તન પવિત્ર કીધા પછી ઉશહીન અગર હાવબામનો જે વખત હોય તેને અનુસરતી બંદગી કરી લઇ તરતજ હાવનનું પઢવું શરૂ કરી ખપ જોગી બંદગી કરી નોકરી જવું, ફારેગ થયા પછી સાંજે અષવીઉશ્રેમ ગેહની બંદગી કરી લેવી. ટુંકમાં આ સંસારી ખટપટમાં ઝાઝું ભેળાવું નહીં, તેમજ મારી અને તારી કરવાથી દુર રહેવુ. સુતાં ઉઠતાં બાજ મુકવી, નાહતી વેળા તથા હાજતે જતાં બાજ લેવી, ખાતાં પીતાં બાજ લેવી. હર કોઇનાં ભલામાં ભાગ લેવો, કોઇનું ભલું ન થાય તો નેનું ભુંડું થાય નેવામાં મોહડું ઘાલવાથી દુરી પકડવી. ટુંકમાં આ જીંદગીનાં સાર્થક અર્થે જેની જુગણી તરીકતો છે તે મુજબ મહાસાગરના બહોળા વીસ્તાર વાળાં પાણીમાંનાં એક ટીપાં માફક મારી સાદી જીંદગી ગુજારી તે કીરતાર પાસે આ ઉર્વાનની નાઝી માગું છું. આ ટુંક એહવાલ આપવાની મતલબ મારાં પોતાના વખાણ કરવા માટે બીલકુલજ નહીં, પણ માત્ર આપને ખાત્રી કરવાને માટે જે આ ફાની દુનીઆના ચક્કરમાં શું શું પડેલું છે અને ધર્મીને ત્યાંજ ધાડ—મેહનતુ દીલગીર અને ચોર ખુશાલ તેનો ખ્યાલ નીચેના દ્રષ્ટાંતથી આપવા માટેજ છે.

---

* મંગળનો જમાનો.

**આવી પડેલી આફતની વિગતઃ**—હું ઘણીજ હીમતથી કહી
કે મારી તથા મારા આશ્રય નીચે મુકાવલાં માણસોની **બદ દશાન**
**આલથી** હમે આપણા પવિત્ર વંદીદાદની પરગરદ પેહલીના ફકરા ૧૪-૧
(જુવો કાંગાનો તરજુમો)માં દર્શાવેલા જાદુના અખતરાના ભોગ થ
પડયાં છીએ. એ બાબદ આપ છેલ્લું 'ફ્રશોગર્દ' વાંચશો તો તેમાં પ
મારા માનવંત ઉસ્તાદ સાહેબ બેહરામશાહ તરફથી ઈશારો કરવામાં આવ
છે કે આ હાસમી જમાનામાં દેવ દરૂજી તથા જાદુની પ્રબળતા એટલ
વધી પડશે કે તેને દબાવી દેવાને મહાન પુરૂષોને પણ મુંશકેલીઓ પડશ
સાલ ૧૯૧૫ના નવેંબર માસની તા૦ ૨૨ મીથી મારી બદલી મુંબ
ખાતેથી વલસાડ થઇ તે અરસામાં વલસાડ ખાતેની એક બાઇ હમજ
મારા ધણીયાણીને ઓળખે મુકે નહીં, પણ ઘરમાં આવી તેમને ગ
વળગી. તે બાબદ મારાં ધણીયાણીએ પાસેનાં એક બુઢાં બાઇને કહ્યું;
કહેતાં સાથેજ જવાબ મલ્યો કે આજે તમે એ બાઇને દીલે હાથ લગાડ
દીધો તો તમારાં નસીબ, પણ હવેથી તે બાઈથી દુરી પકડજો, સબ
તેનાથી આખુ ગામ તથા ખાસ કરી મોહલ્લો ત્રાસી રહેલો છે. આટ
ચેતવણી છતાં તે બાઇ **હમારા નબળા બદદશાની આલને લી**
વારંવાર મારી ગેરહાજરીમાં મારા ઘરમાં આવે અને કાંઈ કાંઈ બાબ
જાદુની મુકતીજ રહી. ત્યાર પછી હમે જે ઘરમાં રહેતાં હતાં તેમાં સં
ડાસ પડવાથી તે **બાઈના ઘર નઝદીકના એક ઘરમાં વસ્વાટ કીધ**
ત્યાં જવા પછી તે બાઈએ પાછળના ભાગમાં સુકાવા નાખેલાં કપડાંમાં
મારી ધણીઆણીનાં બે કપડાં ઉડાવી લીધાં અને પોતાનો જાદુનો પ્રયો
તેની ઉપર ખુબ જોશમાં ચાલુ કીધો મારાં માતાજી છેલ્લાં અ
વરસે‍ી ગુજર્યાં. તેમની હૈયાતીમાં તેઓ મારી ઓરતની તબીય
આવા જાદુના પ્રયોગથી નાદુરસ્ત રેહવા લાગી છતાં **મારી ધણ**
**આણીને બહુ સચેત રાખતાં હતાં,** તેથી મારી ધણીયાણીને બ
દુઃખ લાગતું ન હતું તેમના ગુજરવા પછી તેમની તબીયત ઘણી
બગડવા લાગી. કોઇ કોઇવાર તો એવાં ગુમ થઇ જાય કે જીવ ગયે
રેલવે ખાતાંના બંબાના દાકટર સાહેબ તેઓની દવા હરહંમેશ ચા
રહેતી. તેઓ જોવા આવે તે વખત જાદુનું બળ જાણે કાંઇ હોય
નહીં તેમ મારાં ધણીયાણી દાકટરને તદન સાજાં લાગતાં અને દાક

સાહેબ કે જેઓ મારા અંગત મીત્ર હતા, તેઓ મને ઠપકો આપતા કે "તું વૅજીટેરીયન છે અને એમને ઇંડાં, સુપ, ગોશત તું ખાતો નથી, છતાં સુધારા માટે આપ, કે જેથી એમને શક્તી આવે." તેમના ગયા પછી પેલા પ્રયોગો પોતાની પુર જુવાનીમાં કામ કરે. હું દવાદારૂથી કંટાળ્યો. જોકે દવા મુફત મળતી હતી, પણ હજુ સુધી મેં કોઈ દીવસે એ બાબદ શું છે, બહારની કસર છે કે કેમ તેની કાંઇ તજવીજ કીધી નહીં. ઘણું થતું તો અરદીબેહસ્ત યશ્ત ભણીને પીછી નાખતો તો પણ મચક નહીં આપે, કારણ હું જાણતો હતો કે આપણી પવિત્ર માંથ્રવાનીમાં એ યશ્તના 'સ્તોત' જાદુને તથા હરેકોઈ જાતનાં દરદો તથા દુઃખો ટાળવા બહુજ બળવાન તથા સરસ છે, પણ આ હાલની જમાનાના દોરને લીધે આપણી રાજસત્તા ન હોવાને લીધે અને આપણી બધી અસલ પવિત્ર જીંદગી ગુજારવાની શાહરસમો ભુલાવાથી તેમજ આપણી કોમ પુશકળ હાદેસામાં આવવાથી જે અમલીયાત પવિત્રાઈ તથા પરહેજગારીથી આપણે પાળવાની છે તે નહીં પળાવાથી આ જમાનામાં જે ભલી માયોના પુતો પડેલા છે તેમાં થોડાક વીંછેક્ષાં ખોર જેવા હશે કે જેઓ એ યશ્ત ખાસ મીથ્ર સહીત પાકીજગી તથા પરહેઝગારીથી ભણી, પીછી નાખી, આવા જાદુના પ્રયોગો હટાવી શકતા હશે, તો તેવાઓની સરખામણી આગળ આ નાચીઝની શું ગણત્રી? જ્યારે આવો વખત આવી લાગ્યો ત્યારે એક દીવસ મારો એક મીયાં દોસ્ત કે જે હરસ કાઢવામાં પ્રવિણ છે, તેણે મારાં ધણીયાણીની હાલત જોઇ અને તેને આવા જાદુના ચેન ચાળાની માહેતી હોવાથી તરતજ પીછાણી લીધું કે આ દેહનું દુઃખ નથી, અને તેણે પોતાના બનતા ઉપાયો કીધા. તેણે બહુ મહેનત કીધી અને પોતાનું બનતું કીધું, પણ ખુદ પોતે બરાબર પાકટ અનુભવી ન હોવાથી ફાવી શક્યા નહીં. આ દુઃખમાંથી જલદી નીવેડો લાવવા માટે મેં એકઠી રકમે રૂ. ૯૦) દોઢ મહીના દરમ્યાન તેમને આપ્યા, પણ મહેનત બરબાદ, ત્યાર પછી નવસારી ખાતે અથોરનાન સાહેબ જેઓ નવરોજી જોશીને નામે ઓળખાય છે તેઓની પાંચ છ પેઢીથી ચીઠ્ઠી, પલીતા તથા તાવીજો આપવાનું કામ ચાલે છે, તેમની પાસે ગયા, તેમણે પોતાનું બનતું કીધું પણ નહીં વળ્યું. આ ઉપાયો દરમ્યાન હું અરદીબેહેસ્ત યશ્તની પીછીનો મારો તો ચાલુજ રાખતો પણ ફોકટ. હજુ સુધી હમોને ખબર પડી નહીં

કે આ પડોશણ બાઇથી હમારી પર આવા પ્રયોગ ચાલે છે. હવે તો આખર થઇ. તે બાઇએ પોતે મારાં ધણીઆણીનો કબજો લઈ **દીલમાં દાખલ થઈ ધુણાવવાનું શરૂ કર્યું**, અને નામ પુછતાં કહ્યું કે **રોશનઅલી પીર છું**—થોડું દુઃખ તે પીરના નામથી દફે કીધું, એટલે મને થોડી ખાત્રી આવી કે એ બીચારીને જરા આરામ થયો; પણ શાનો આરામ? ઉલટું મારી ઓરતનું મગજ જાદુના ખ્યાલથી એવું ભરપુર બનાવ્યું કે નહીં ખાવાનો કરાર, નહીં ફરવા હરવાનો કરાર, કે નહીં સુવાનો કરાર, કે નહીં ઉંઘાવાનો કરાર. કાંઈ કરારજ નહીં અને એક ગાંડી ઘેલીનો અવતાર આવ્યો. જયારે જયારે મારાં ધણીયાણી પોતાને મહીરે જતાં ત્યારે પોતાની ઉપર વીતતાં દુઃખની વાત પોતાનાં માતાજીને કહેતાં કે મારાં દુઃખપર કોઇ સાસરાં તરફનું ધ્યાન આપતું નથી. સબબ હું કેવો કમનશીબ, કે મારી પહેલી ઓરત એવાંજ દુઃખથી મરણ પામી હતી તેને માટે મેં વલસાડ પાસેનાં સુરવાડા ગામે મીરાં દાતારનું રોજું છે ત્યાંથી મુલાજો લીધેલા, પણ છેક અસુરા હોવાથી તથા કજા આવવાથી તે બીચારી બચી ન હતી. તે દીવસથી એ બાબદપર હું પુરતું ધ્યાન આપતો ન હતો અને ફકત આપણી માંથવાણી ઉપરજ પુરતો એતેકાદ રાખતો હતો. મારાં સાસુએ તેમની દીકરીની કાકલુદી ભરી અરજ સમજી બીલીમોરા ખાતે કોઇ **કસલીવાળા મીયાં** છે તેની પાસે ઇલાજો લેવાડયા, પણ ફોકટ. એકવાર બીલીમોરા ખાતે આવેલાં મીરાં દાતારના રોજા*માં લઇ ગયા ત્યાંથી દુઃખનો ચોર પકડાયો, પણ મારા ધાકને લીધે સમજીને આવ્યાં, પણ તેવણે કાંઇ ઇલાજો લીધા નહીં, પણ જો ફેવાનું દુઃખ સારૂં થાય તો મારાં ધણીઆણીએ મનમાંજ રાખ્યું કે હું ચોકકસ ચીજો રોજામાં અર્પણ કરીશ. પણ મારા મકકમ ઠરાવ આગળ એમણે મારી આગળ આ છુપી વાત જાહેર કરી નહીં. મારાં માતાજીની જીંદગી દરમ્યાન તેમણે પણ કોઇને દેખાડવાથી આ બાબત તેમને પણ ખબર હતી, પણ તેમની જીંદગી દરમ્યાન મને તે બાબદથી વાકેફ કીધો નહીં. હવે મારાં ધણીયાણીએ પોતાના વચન મુજબ મીરાં દાતારને નામે પણ એ આના ખસેડી મુકી પોતાના ખાણામાં રાખી મુકેલા. જેમ કાઢી મુકેલા

* "બાપુ સાહેબ" નો છોકરો.

પૈસાને લીધે તે ગેબી સાહેબની ગેબી ચોકી તેઓનાપર રહેવા લાગી. તેના અચુક પુરાવા તરીકે જે બચાવ એક દીવસ થયો તે એ હતો કે મારાં ધણીયાણી નાપાક જાદુગરના ખ્યાલ આપવાથી મારા નાના બુચ્ચાઓ (ઉમર ૪ અને ૬) ને પોતાની બંધે કેડે બેસાડી હમારી પાછળના કુવામાં નાખવા ગયાં; બપોરે બારને અમલે; પણ ત્યાં કુવાપર એવી રીતે ચઢવા નહીં દેતાં પાછળ આવેલાં દુઓલવારમાં કોઇ હળનારી બાઇને ત્યાં ગેબી અવાજથી ગયાં અને ત્યાંથી મોહોલ્લામાં કોઇ એમની દુરની સગી વિચારવા લાગી કે આ બાઇ કોઇ દીવસે મારે ઘેર નહીં આવે અને આજે આ બે બચ્ચાને કેડે બેસાડી કેમ આવ્યાં? ત્યાં તેમને બેસાડયાં પછી મારાં ધણીયાણી શુધ્ધીમાં આવ્યાં અને ત્યાંથી પાછાં ઘર આવ્યાં, અને આ બનાવ માટે મારી આગળ નવધાર રડયાં. આવી રીતે અનેક હાદેસા પડયા, જેનું વર્ણન જો આપ રૂબરૂ જાણવા માંગશો તો જણાવીશ. આ કાગળમાં તેને માટે જગા નથી. છેવટ એમ આવ્યું કે તા૦ ૨૩-૮-૧૯૨૨ ને દીને જાદુના પ્રયોગ એટલા પ્રબળ થયા કે મારાં ધણીયાણી નવધાર રડે કે "આજે મારો જીવ જાય છે." બધાં બચ્ચાંને, પોતાના માતાજી તથા ભાઇ આવેલા તેને, મારા બુઢા બાપને અને મને બોલાવીને કહે કે "આજે હું મરૂં છું, તમે બધાં સુખશાંતીથી રહેજો." બધાં હમો નવધાર રડીએ, તેવામાં બશારત થઇ કે 'એમને બીલીમોરા ખાતે મીરાં દાતારના રોજામાં લઇ જાઓ.' તેજ દીવસે રાતે સવાસાતે ઉપડતી ગાડીમાં વલસાડથી બીલીમોરા ખાતે વરસાદના ઢીંગાણમાં બહુ નાચાર હાલતમાં તેમને લઇ ગયો અને મીરાં દાતારના રોજામાં લઇ જઇ મુકયાં. ત્યાં જતાં ત્યાંના મુજાવર ઝીણા ગોલાએ અટકાવ કીધો, પણ પડેલી આફતને લીધે કગળી પડવાથી તથા મીરાં દાતારના હુકમથી અમો ત્યાં ગયલાં તેથી આનાકાની સાથે આવકાર આપવામાં આવ્યો. (જેનું કારણ મને પાછળથી જણાયું કે **બીલીમોરા ખાતેના જે જે પારસીઓ ઉપર ઉપકાર કરવામાં આવેલા તેના બદલા અપકારથી ઓળેલા.**) ત્યા દાખલ થયા પછી થોડે વારે પાણી પાવાથી હમારી પડોસણે પોતાનું નામ જાહેર કીધું કે આ બધું કરનાર તે પોતે છે. ત્યાં ૨-૩ દીવસ ચાલુ રેહવું પડયું અને મારાં ધણીયાણીનું દુઃખ થોડે અંશે કપાતું ગયું. હજુ તેમનું પુરેપુરૂં ઠેકાણું પડયું નથી અને તેમની

પીડાનો ખ્યાલ આજે પણ જે શખસ ખાત્રી કરવા માંગે તો ખુશીની સાથે જાતે પોતાની ખુલ્લી આંખે કરી શકે તેમ છે, સબબ જાદુના પ્રયોગ પુર બહારમાં ખીલી રહેલા છે. હજી એમનું ઠેકાણું પડયું નહીં, તેટલાંમાં મારો વડો દીકરો ઉમર વરસ ૧૫ નો તે પટકાયો, તેને બે મહીના સુધી સખત હુંજરી સાથની બોખાર આવી. દરરોજ ત્રણથી ચાર ડીગ્રી. તેને રોજામાં રાખ્યો ત્યાં ફક્ત ફુલ અને પાણીથી દવાના એક પણ ટીપાં વગર જાદુની પ્રબળતાથી થતી બધી વેદના પુરી થઇ. મારો દીકરો છેક મરણતોલ હાલતમાં હતો; જે જુવે તે દવા કરવા કહે, પણ પથ્થર જેવી છાતી રાખી માત્ર એક યકીન પર બેઠો અને તે સાજો થયો, આ માંદગીમાં દવા દારૂ કરતે તો રૂ૦ ૨૦૦) થતે, પણ દર રોજ ચાર પાઈના દુધથી આ દુઃખ સાજું થયું. સબબ એ કુદરતી ન હતું. ત્યાર પછી મારી ૧૩ વરસની છોકરીને પકડી ને સખત બેલાવી. તેને પાસે ને પાસે રેહતાં હતાં ત્યાં તે વખતે ચોકકસ ચીજો ખાવામાં ખવાડેલી, તેની ઉલટીઓ ગેબી રીતે કરાવીને તેને સારી કીધી. પછી મને પકડયો. મારા કાનમાંથી પાણી રૂપે રોગ બે માસ વહી ગયો. મારી બુચી ઉમર ૧૧ ની તેને હજુ ગુમારો છે. મારા નાના બે બુચાઓને પણ કોઈ કોઇ તરેહનાં ચેટક લગાડી મુકેલાં. એક નજદીકની સગી બાઇને હમારાં દુઃખ વખતે મદદ કરવા બોલાવેલી તેને પણ એવીજ રીતે ગુમારામાં નાંખી છે. આ આફતમાં મારા કુટુંબ સાથે આજે છું. આ સગી બાઇએ, એ નાપાક જાદુગરની દીકરીને કસ્તી વણતાં શીખવી તેનો બદલો આમ વાળ્યો.

દુઃખ ઉપર ડામ—પડયા પર પાટું:—આવી કઢંગી હાલતમાં આવી પડવાથી મારી નોકરી વલસાડમાં હોવા છતાં બીલીમોરા ઘર રાખી રહેવાની ખાસ જરૂર પડી, સબબ, સહવારે તથા સાંજે એકેકો કલાક મીરાં દાતારની સ્વારી આવે તે વખતે જવાની ખાસ જરૂર છે. આવી રીતે જતાં એકવાર બીલીમોરાના વતની શેઠ સોરાબજી રતનજી તાતાએ મારા બાવાજીને ટોંકયા કે "તમારો દીકરો આવો ભણનાર છે, અને આ ઢોંગ શું લઇ બેઠા ? અગીઆરી જાત, સુખડ ચઢાવો" વિગેરે. બીજી વાર કોઇ જુનીયાની તરફના બાઇએ મારી નાની દીકરીને ટોંકી કે "બુચી

તમે અહીં જાવ છો, તે શું તમારૂં અહીં ઘર છે ?" ત્રીજીવારે નૌતાલની રજાપર મુંબઈથી છોકરાઓ આવેલા તેઓને બીલીમોરાના છોકરાઓ તરફથી ઉશ્કેરણી થતાં મારી રૂબરૂ કેહતાં સમજ્યા કે:—" આ જરથોસ્તીઓ અગીઆરી જઇ આવ્યા." ચોથીવાર ભાઈ ઉડાચીયા જેઓ સ્કુલમાસ્તર છે, (અને જેમનાં માતાજી તથા બેહન પણ આ દરગાહમાં એક વાર જતાં હતાં) તેવણે મારી મોટી ખુચીને સહવારે દરગાહ તરફ જતાં ટોકી કે "વેહલી જા, ધુણવાનો વખત થઇ જશે." આવાં ઉપરાસાપરી અપમાનો મેં ઘણી ખુશીથી ખમ્યાં છે અને છેવટે આ મારી હકીકત શેઠ બરજોરજી મેંગુશી ત્રસ્ત્રી સાહેબને પણ કહી છે અને તેમની સલાહ માંગી કે "આવી આફતમાં છું અને જો આવાં ઉપરાસાપરી અપમાનો નાહક થાય તેનો અટકાવ કરવા માટે મારે પોલીસની મદદ જોઇશે અને જો હું તેમ કરૂં તો આપ સાહેબ પાછળથી મારો વાંક કાઢશો નહીં."

તેઓએ કહ્યું કે:-"હું કાંઇ હાલે કહી શકું નહીં, પણ તમે આ બાબદ શેઠ રતનજી તાતાને કહો." હું રતનજી શેઠને મલું તે પેહલાં એ વાતની વિગત શેઠ બરજોરજીએ રતનજીને કહેલી અને જ્યારે હું શેઠ રતનજી ને મળ્યો તે વખતે તે ભલા શેઠે કહ્યું કે "તમે તમારો રસ્તો લેયા કરો, હમે કોણને પકડવાં જઇએ ? "

મેહરબાન બાઇજી, જો હું ઢોંગજ લઇ બેઠો હતે અને જો મારે દુ:ખ સારૂં કરાવવાનું ન હતે તો હું આગળ પગલાં ભરતે, પણ મારે તો ખંત રાખી આ આફતમાંથી દુર થવાનું છે તથા જગબત્રીસીથી ઉતરવાનું છે, તેથી શાંતપણે કોઇને એક પણ બોલ બોલ્યા વગર મારૂં કામ લેતો જાઉં છું. અજાયબ જેવું એ છે કે આ ઉપલા સતાવનાર ભાઇઓમાંથી કોઇ પણ શેઠ હું જાતે જવાબદાર છું તેને એક પણ શબ્દ કહી શકતા નથી, કે મારો ખુલાસો માગતા નથી. એજ એ લોકોનું હીચકારાપણું બતાવે છે. ઘણાખરા સાહેબો દાંતમાં આંગળાં પકડે છે કે આવી ખાલેસ એકાંત જીંદગી ગુજારનાર ઉપર આવી આફત હોય કે ? અને તેઓ આ બંધી બાબદ જાણે છે, છતાં કોઇ મને કાંઇ કહેતું નથી.

છેવટના બોલ તથા ખાલેસ સલાહ:—મેહરબાન બાઇજી, હું ઢોંગી નથી, છાસ લેવા જવી અને પાછળ દોહણી સંતાડવી, મોહડે ધસ્વન

અને પેટે કરવત, મોહડે રામ પુકારી પગે માછલાં મારવાં, જેવો મારો ધંધો નથી, જેથી મારી ખરી હકીકત દર્શાવી છે. આપને મારે માટે જે ખ્યાલ કરવો હોય તે કરશોજી. આપની સાથે દુરની સગાઇનો હક ધરાઉં છું, તેથી આપ બીલીમોરે આવો તો મને મલજો, અગર મળવા બોલાવજો. હું રવીવારે બીલીમોરે રહું છું. ખુદાની બંદગીનું કામ નીત્ય મુજબ ચાલુ છે, કારણ તેના વગર કોઇ બળવાન નથી. મીરાં દાતાર પર પેહલી યાદ તો તેનીજ કરે છે. આજકાલ આપના 'ચેરાગ' માં અને "કયસરે—હિંન્દ" માં જે આ રોઝા બાબદ એહુંદાં લખાણો આવે છે અને છેવટે આવતી હોલીની રજામાં અંન્જુમન ભેગી કરવા આપ છેલ્લા બીલીમોરા આવી ગયા ત્યારે નકકી થયું છે. રોજા આગળ જતા જરથોસ્તીઓને અટકાવ કરવા પીકેટીંગ કરવું, વૉલન્ટીયરો રાખવા, જો કોઇ ન માને તો તેને ઘટતે રસ્તે લાવવા આગળ પગલાં લઈ ખર્ચ કરવો, ઘટે તો અન્જુમન કરે, નહીં તો ઉઘરાણું કરવું, એવી હકીકતોના ભણુ-કારા મારે કાને આવ્યા છે.

બાઇજી, આ બધું થાય તે પહેલાં મારી ખાલેસ સલાહ એ છે કે આપ જાતે આવી ખાત્રી કરો કે એ રોજામાં અનિતીના શું માર્ગો ચાલે છે. હું હીંમતથી કહું છું કે જે બાઇઓ આજ કાલ કામ ધંધા વગર પરવારતા બેઠેલા છે, તેઓ પોતાની બીલીમોરાની આખી અંન્જુમનને નામોશીમાં લાવી મુકવા કેવા તત્પર છે. અન્જુમનના ત્રસ્તીઓ રાજીનામાં મુકવાની અણીપર છે, સબબ આવા થોડા ઉછાછલા છોકરાઓ ધરાયલા ધરાતા નથી; તેમજ તમો ન્યુઝ પેપરવાલાઓ તજવીજ કીધા વગર જાહેરમ પારસી કોમને નામોશીમાં લાવી મુકે એવાં લખાણો છાપી મારો છો, એ પારસી છાપાને ખુબ ઝાંખ લગાડનારૂં કામ છે. જો આ કામ આગળ વધશે અને નવસારી અગર વડોદરાની કૉર્ટ સુધી વાત જશે તો આ સેવક એક પહાડ માફક ઉભો રહી મારી પર વીતેલી આફત ભર કૉર્ટમાં ખુલંદીથી કહી શકશે, અગર જો ભરૂ અંન્જુમનમાં મને આમંત્રણ થશે તો ત્યાં પણ મારો આજ બોલ કાયમ રહેશે. તેથી એક દાની પીતાના દાની દીકરા તરીકે નીસપક્ષપાતથી આ બાબદની પહેલાં પુરતી ખાત્રી કરવા મેહરબાની કરશો, નહીં તો આ ફેસાદનું છેવટ 'ખોદયો ડુંગર અને કાઢયો ઉંદર' જેવું નહીં આવે. તથા છેવટે આવો ફેસાદ ઉઠાવવાની જવા-

બહારી પારસી છાપાંપર નહીં આવે તેની ખાસ સંભાળ લેવાની જરૂર છે. જમસાડ ખાતે આસરે ૧૫ વરસની વાતપર ત્યાંના સીરમશાહ પીર બાબે આવુંજ રમખાણુ જાગ્યું હતું અને ફ્ડચો સમાધાનીમાંજ છેવટે આવ્યો હતો. કોર્ટ દરબાર થઈ હતી, વિગેરે. ભાઇજી, આ મીરાં દાતારની ઉનાવા ગામે ખુદ દરગાહ છે, ત્યાં પણ બીજીમોરાના વતનીઓ જેમને એમના તરફથી ફાયદો થયો હશે તેવા ભાઇઓ જાને જઇને સુનાના ફુલ ચઢાવી આવે લાના દાખલા મોજુદ છે. એ બધું ખુલવાની આ જગા નથી. પણ મારા મીત્રો જેઓએ આ ફેસાદ નાહક ઉઠાવ્યું છે, તેઓ પાકટ બુધ્ધીના માણુસો નહીં હોવાથી તથા ઉછાછળા જુવાનીઆ, અગર ઘરડાઓએ લાંબો વિચાર કીધો નથી. મારા ધારવા મુજબ તેમની આંખ અન્જુમનના...... ...બાઈ.........પર છે, પણુ મારા ભલા, ઉછાછળા, કોમનું હીત હૈડે નહીં ધરાવતા, એકદમ ખાડામાં પડનાર મીત્રોને ખબર નથી કે એજ...... ..એક વાર લકવાની બીમારીથી પટકાયા હતા અને ડાં૦ દાદાચા નજી જેવા બાહોશ નર પણુ સારૂં નહીં થાય કરી કહી ગયા હતા, તેજ .........ને સવા મહીનામાં ચાલતા કરનાર એજ મીરાં દાતાર હતા. જ્યારે આવો કેસ સારો થયો ત્યારે અન્જુમનના શેઠો તથા ડાક્ટરે આંગળાં કરડી યાં હતાં. તેમજ હાલે જ્યારે મારો દીકરો હું ઉપર કહી ગયો તે મુજબ સખત માંદગી ભોગતો હતો, ત્યારે એક બીચારો નાનો છોકરો તદન મરણ તોલ હાલતમાં જાદુને લીધે લુલો લંગડો થઇ ગયો હતો, તેને ઉંચકીને વાડે પેશાબ કરાવવા લઈ જનારમાં હું મદદ કરતો. ભાઇજી, હું હીમતથી કહું છું કે હું જો કે આ રોજામાં જાઉં છું, પણુ તે બપ પુરતો. મારૂં કાન થયું કે પછી આપણુને ત્યાં જવાની શું જરૂર? દોસ્તીનો હક તો જન્મનો રહેજ, પણ જ્યાં સુધી દુઃખનું નીવારણુ થાય ત્યાં સુધી મારે તો ત્યાં જવા વગર છુટકોજ નથી. પછી ભલે મને કોર્ટમાં ઘસડવામાં આવે ભલે મને તથા મારાં કુટુંબને અપમાન થશે. .........ને જો આ ભલા મીત્રો અન્જુમનની નોકરીમાંથી કઢાવી મુકશે તો શું ખુદા તેને મદદ નહી કરશે?

ભાઇજી, તમો જો લાંબો વિચાર કરશો તો આપને જણાશે કે જે બાબદોમાં આપણા કેળવાયલા ડાક્ટરો કાંઇજ કરી શકે નહીં—હાડકાં ભાગેલાનું કામ હાડવૈદજ કરી શકે—તેમાં કોઇ ડાક્ટર ઉપયોગી થઇ પડે નહીં—આંખ કાનના ખાસ ડાક્ટરો વગર એવાં અંગોના દુઃખ બીજા દફે કરી શકતા નથી, તેજ મુજબ આ બાબદ પણ છે, નવસારી

**નગરીમાં જાદુથી દુઃખ દેનારી પારસી બાઈઓ શું ઓછી છે?** ત્રણ મહીનાની વાત ઉપર એક પંદર વરસની છોકરીને એક બુક ભરી દુધપાક અને પુરી ખવાડીને ૭ કલાકમાં જાદુના પ્રયોગથી મોત નીપજાવ્યું હતું. જો વહુ સેવડા પાસે જાય તો સાસુ બ્રાહ્મણ જોશી પાસે જાય. દુનીયામાં નદી પાછળ ઓવારા અસલથીજ છે, અને તે સદા ચાલુ રહેવાનાજ. કારણ બે શકિતઓ સામ સામે કાર્ય કરે છે; ભાઇજી, આ ( મંગળનો ) હાલમી જમાનો છે અને તેમાં આવી બાબદોનું પ્રબળતા બહુજ છે, તેને દબાવી દેવા **આવી ગેબી શકિતઓ** વગર કોઈ પણ સામર્થવાન નથી. સુરત ખાતે જે કોઇ બાવો છે તેને ત્યાં આપ જઇ જોશો તો કોઇ કોઇનું બુરું કરાવવા આવેલાંજ હશે. પણ આ રોજામાં લોકને દુઃખ દેવાની વાતજ નથી; જેઓ જાદુ મરાયલાં હોય તેઓજ આવે છે, તેમના દુઃખથી તેઓ કેવાં પીડાય છે. તેમની ચીચીયારીઓ વિગેરે આપણું હયડું તોડી નાંખે છે. આ ઠેકાણે મારા અનુભવથી કહું છું કે **કોઇ પણ રીતનું પૈસાનું લુટાણું નથી.** ગરીબાઇની પીછાણ થાય છે, એટલુંજ નહીં, પણ એક પાઇના અગર એક રૂપીયાના ફુલ અર્પણ કરનાર એ ઠેકાણે એક સરખા છે. કોઇનું પણ દુઃખ સારૂં થાય કે પછી જે ચીજો અર્પણ કરતાં ખર્ચ થાય તે રૂ૦ ૧૦ ) **થી વધુ નથી.** મારા ભલા મીત્રો જે ફેસાદ ફેલાવી રહ્યા, તેઓની નેમ શું કરવાની છે? તેઓ કેટલે અંશે ખરા જરથોસ્તીઓ તરીકે જીંદગી ગુજારે છે? ઘણા ગોલાને ત્યાં જઇ આવાં કઢંગાં દુઃખોનું નીવારણ કરતાં એ ભલા મીત્રોની ધર્મની લાગણી કેવી રીતે તથા કેમ દુઃખાઈ છે, તેની મને કાંઈ સમજ પડતી નથી મારા દીકરાની કઢંગી માંદગી વખતે **બે મહીના હું મારા પગારના રૂ૦ ૧૦૦)ના ભોગે વગર પગારે રાત અને દહાડો રહ્યો હતો** ત્યાં પરદેશની અગણીત બાઇઓ—ખાસ કરી મુંબઇની ખારવાની જાત-મહીનો મહીનો પડી રેહતી, પણ મેં કોઇને અનિતીના માર્ગે જત જોઈ નથી. મારા ભલા મીત્રો અનિતી શાને કહે છે તે હું કાંઇ સમજી શકતો નથી. પણ જો આ ફેસાદ આગળ ચાલ્યો, કોર્ટ દરબારે વાત જશે તો આ ભલા મીત્રો પોતે કેટલા નીતિ ભરી જીંદગી ગુજારે છે તે બધું આપો આપ જણાશે. **બીલીમોરાની અડધી પ્રજા, આવી જાદુથી મરાયલી હોવાને લીધે બીચારી કાચના ઘરમાં બેઠેલી** છે, અને તેમને આ ભલા મીત્રો બહારનાઓ હોય તેમ પથ્થર મારે છે તેનું પરીણામ શું આવે તે આપ પોતે ખ્યાલ કરી લેશોજી. જો મારા ધરમ

ચોર ભરાયલો હોય અને હું બુમ પાડું તો મારા પાડોશી તથા આમ વાશીઓ મને ગરદન મારશે કે પેલા ચોરને મારશે ? પણ છતી આંખે જોવા છતાં મારા ભલા મીત્રો આખી અન્જુમનને બલકે આખી પારસી કોમને શું કરવા હલકી પાડે છે ? "સબ સબકી સંભાળયો, મયે મેરી ફોડતા હું" તે મુજબ સો સોને ધંધે ધાપે વળગે અને એક કુદરતી દવા (ફુલપાણી) મળતી, દવાખાનાની જગાએ દુઃખ સારૂં કરાવવા જતી પ્રજાને નાહક નહીં સતાવે તો સારૂં. ચાલો બહુ થયું.

આ ગરીબને ગરદન મારવા કરતાં જો મારા ભલા મીત્રો જે આવાં જાદુગરીના કામો કરતાં નરનારીઓને તથા તેમાં મદદ કરનારા બ્રાહ્મણ જોશી સેવડાને તથા તેવા સાધુઓને ગરદન મારશે તો તેનાં જેવું પુન્યનું કામ કોઇ ગણાશે નહીં, અને તેમ થશે તો કોઇને આડે રસ્તે જવું પડશે નહી.

છેવટ:—જો મારૂં લખાણ આપના ધ્યાનમાં આવે, અને આપના ભલા મીત્ર "કયસરે હિંન્દ"ના અધિપતી સાહેબને એ વંચાવવાની જરૂર પડે તો હું તમને આ કાગળનો ઉપયોગ કરવા તથા ભર અન્જુમનમાં રજુ કરવાની મારી રાજીખુશીથી રજા આપું છું. જો કે એમાં મારાં બચ્ચાં ઉઘાડાં પડે છે તો છતાં. સાહેબજી.

લી૦ તાબેદાર સેવક,

... ... ... ... ... ... ... ... ... ...



ઉપલો પત્ર ધ્યાનથી વાંચવાને હું વાંચનારાઓને આગ્રહ કરૂં છું. આ ભાઇ સાથે ત્યાર પછી મારી મુલાકાત થઇ છે. તેમનાં કુટુંબની સ્થીતિ મેં નજરે જોઇ છે, તેમને ઘટતી સલાહ આપી છે. આ પત્ર ઉપરની મારી નુકતેચીની અને ગોલા ઝીણાંનાં મકાનની મારી મુલાકાતનો એહવાલ હવે પછી પ્રગટ થાય તે અગાઉ આ પત્રમાંની કોઇ બાબદ ઉપર કશી ટીકા જાહેર વર્તમાનપત્રોમાં નહીં કરવાની હું વાંચનારાંઓને અરજ કરૂં છું. આ કુટુંબની સ્થીતિ દુખદાયક છે, પણ તેના ઉપાય માટે જે રસ્તો આ ભાઇએ લીધો છે તે મારી સમજ અને અવલોકન પ્રમાણે ભુલ ભર્યો છે.

"છીહલા" પરસ્તી વિષે જરથોસ્તના નામીચા ઓલ્માઓનાં મતો મેં મેળવ્યાં છે, અને હજી મેળવતો જાઉં છું, અને તે હવે પછીના

આકોમાં હું રજુ કરીશ. પણ જે મજહબના એક પરહેઝગાર પીર મર્દના નામથી આ "છીલ્લા" નું કામ ચાલે છે, અને જેની ઉપર મારા ઉપલા મીત્ર આટલું બધું એકીન ધરાવે છે, તે મજહબના મૂળ સ્થાપક હઝરત રસુલ અલ્લાહ કોઈબી જાતની કબ્ર-પરસ્તીને સખ્ત રીતે વખોડી નાખે છે. જો બીલીમોરાના છીલ્લા-પરસ્ત પારસીઓ ઇસ્લામને લગતી સહેજ બી માહિતી ધરાવતા હતે, તો આ કામમાં તેઓ કદી પણ હમશરીક થતે નહીં. જો તેઓ જરથોસ્તી મજહબની કાંઇ પણ વાકેફી ધરાવતા હતે, તો આ બુતપરસ્તી ને દેવચરની કામથી તેઓ અલગજ રહે તે પણ પોતાનાં મજહબ વિષેનાં જ્ઞાનની કોતાહી અને બીચકીની ઉપરાંત ઇસ્લામ માટેનું કશું ભાન ન હોવાથી તેઓ આ ગુમરાહી તરફ વળેલાં છે, અને છતી આંખે ગાફેલ અને બેફામ થઇ તેઓ ઠગાય છે.

જનાબ કાઝી નુરમહમદ બીન કાઝી અબદુલકરીમ સાહેબ પોરબંદરી "સુબ્હેકા સિતારા" નામની પોતાની ઉર્દૂ કીતાબમાં ૯૫ મે સફે ઇસ્લામને લગતી કેટલીક બાબતોનો ખોલાસો કરે છે. તે બીલીમોરાના ઇસ્લામીઓને પણ વાંચવા લાયક થઇ પડે એવી ઉમેદથી હું ઉર્દુ ઝુબાનમાંજ અત્રે રજુ કરૂં છું.—

"મદદ ચાહના નબી ઓર વલીસે ઇસ તરેહપર રવા હય, કે ઉસકી કબ્ર કે પાસ જાકર બઆવાઝે બુલંદ કહે કે, અય બંદે ખુદાકે, અય વલી અલ્લાહ, મેરે વાસ્તે હકતઆલાકો દોઆ કર. ઓર જાન કે ઉસકા કામ સીર્ફ દોઆ કરના હય; દેના લીલાના સબ હકતઆલા કે ઇખ્તીઆર હય; લેકીન અવામ કો ઈસ્સે ભી મનઅ કરના ચાહીએ, ખુસુસન ઈસ ઝમાનેમેં કયું કે ઈન લોગો ઇસ અમરમેં યહાં તક ગુલુ વ અફરાત કરતે હયે, કે બીરાક મુશરીક વ આબેદુઝ-ઝમ બન જાતે હયે.

* * * * * *

"ઈમામ ઝયેનુલ આબેદીનરસે મનકુલ હય, કે ઉન્હોંને "યક શખ્શકો દેખા, રસુલુલ્લાહ સલ્લલ્લાહો અલ્હે વસલ્લમકી કબ્રે મુબારક કે પાસ જો સુરાખ થા, ઉસમેં દાખીલ હોકર દોઆ કરતા થા; સો અપને ઉસે બુલાકર ફરમાયા. કે મયંને અપને બાપસે ઉન્હોંને અપને બાપસે, ઉન્હોંને જનાબે રસુલુલ્લાહસે સુના હય, કે ફરમાતે થે–"મેરી કબ્રકો ઇદ ન બનાવ, ઓર અપને ઘરોકો કબ્રેં ન બનાવ, ઓર મુજહપર દરૂદ ભેજો, કયું કે તુમ્હારા દરૂદો સલામ મુજહકો પહોંચતા હય, તુમ કહીંભી હો.".....................
ઝાહીરન યેહ મઅની હય કે કબ્રપર ઇદકાસા ઈજતેમાઅ ન કરો, ઓર મેલા ન લગાવ; ઓર અપને ઘરોમેં કબ્ર ન બનાવ, ઓર ઇસ તકરીરપર ઝાહીર

અયસા માલુમ હોતા હય, કે કબ્રકે પાસ જાકરબી દોઆ કરના અચ્છા નહીં; અગર યે દોઆ ખુદા યતઆલાસેહી માંગે, ઔર ઉસ મકબુરકો સીર્ફ વસીલા જાને, કયું કે યેહ બાત અગરચે શીરઅબ્જુમ્લા જયઝ હયે, લેકીન ઇસમેં બીદઅતોંકા દરવાઝા ખુલતા હય, કે સુલ્હાકી કબ્રોંપર ઇદકાસા ઈજતેમાઆ કરને લગતે હય. (યાને ઈસ ગુમાનસે કે હમારી હાજત બર આવેગી.) નાદાનોકા ઠઠ લગ જાતા હય, ઔર બહોતેરે જાનને લગતે હય કે યેહ મકબુર બઇસ્તીકલાલ મુતસર્રીફ હય, ઔર ખલ્કકો ફૈઝ પહોંચા શકતા હય, હાલાં કે યેહ બાત સીર્ફ શીર્ક જલી હય.

*　　*　　*　　*　　*　　*

" જો કામ હક જલ્લોઉલાસે ખાસ હય, ઉનમેં દુસરેંસે મદદ માંગના નહીં દુરૂસ્ત, જયસે મારના, જીલાના, રોઝી ઔર અવલાદકા દેના, વગએરાં. અગર વોહ હય મહેરબાન તો સબ હય મહેરબાન, અગર વોહી ન દેવે તો કયા દેવે સુલેમાન? ……………… ઔર હઝરત રસુલુલ્લાહને દોઆ કી હય—'યાહે ખુદાયા મેરી કબ્રકો બુત ન બના, કે પરસ્તીશ કી જાવે.." યહાંસે માલુમ હુવા, કે રસુલુલ્લાહકો જોહલાએ ઓમ્મતસે શીર્કકા બહોત ખઓફ થા, ઈસ સબબસે દોઆ માંગ લી કે અલ્લાહતઆલા મેરી કબ્રકો બચા લે'"

સાર—"નબીઓ અને વલીઓ પાસે મદદ ચાહવી આ રીતે રવાં છે કે, તેની કબર પાસે જઈને બુલંદ અવાઝે કહેવું કે, "અય ખોદાના બંદા! અય અલ્લાહના વલી, મારે માટે ખોદા પાસે દોઆ કર." અને જાણ કે તેનું કામ માત્ર દોઆ કરવાનું છે: આપવું અપાવવું એ સઘળું ખોદાતાલાના અખ્ત્યારમાં છે. પણ આમ લોકોને આવાં કામથીબી મના કરવાં જોઈએ,—ખાસ કરી આ જમાનામાં કે જયારે આ દીન અને તેના ફરમાનોમાંથી એવી ગલત મતલબ ઉઠાવવામાં આવે છે કે તેથી બેશક લોકો બુતપરસ્ત અને કાફર બની જાય છે.

*　　*　　*　　*　　*　　*

"ઈમામ ઝએનુલ આબેદીને જણાવ્યું છે કે તેવણે એક શખ્સને જોયો કે જે, હઝરત રસુલ અલ્લાહની મુબારક કબરની પાસેના એક ખાંચામાં દાખલ થઇને દોઆ કરતો હતો. તેથી તેને પોતાની પાસે બોલાવીને કહ્યું કે "મેં મારા બાપ તરફથી, તેણે તેના બાપ તરફથી, અને તેણે જનાબ રસુલ અલ્લાહ તરફથી સાંભળ્યું હતું કે તે નામવરનું ફરમાન એ હતું કે—"મારી કબરને બંદગીનું સાધન ના બનાવતાં, અને તમારાં ઘરોને કબર ના બનાવતાં; મારી પર દોઆ કરજો, અને તમે જયાંબી હશો: ત્યાંથી તમારી દોઆ સલામ મને પહોંચશે." ……………આની ઝાહેર મતલબ એ છે કે કબરપર ઇદ જેવા મેળાવડા કે મેળા ના કરતા, અને તમારાં ઘરોમાં કબરો ના બનાવતા,

અને એ દલીલને આધારે એવું જાહેર થાય છે કે, કબરની પાસે જઈને દોઆ કરવીબી વાજબી નથી; અને અગર દોઆ ખુદાતાલા પાસે માંગે, અને તે કબરને ફકત સાધન જાણે, અને આ વાત જોકે ચાલુ છે, છતાં તેથી નવી રીતોના દરવાજા ખુલતા જાય છે, અને દાનાવોની કબરો પર હદ જેવા તમાશા કરવા માંડે છે, ( એવા ખ્યાલથી કે અમારી હાજત બર આવશે. ) ત્યાં નાહાનોની ઠઠ એકઠી થાય છે. અને ઘણાકો એવુંજ સમજવા માંડે છે કે, કબર જરૂરજ અસાધારણ શકિત ધરાવે છે, અને ખલકને તેથી ફાયદો પહોંચે છે; પણ ખરી વાત તો એ છે કે આ રીત માત્ર ઠગાઇ ભરી બુતપરસ્તી છે.

* * * * * *

" જે કામ હકતાલાનું ખાસ છે,—જેવાં કે મારવું", જીવાડવું, રોજી યા ફરઝંદો આપવાં, વગેરે—તેમાં બીજાની મદદ માંગવી વાજબી નથી. અગર તે સાહેબ મહેરબાન હોય તો બધાંજ મહેરબાન, પણ જો ખુદાવંદ નહીં આપે તો શું આપે સુલેમાન !... ... ... વળી હઝરત રસુલ અલ્લાહે દોઆ કીધી છે કે—" અય ખોદા : મારી કબરને મુર્તિ ના બનાવતો, કે જેથી તેની પુંજા થાય ". આ ઉપરથી માલુમ પડે છે કે, અજ્ઞાન ધર્મ પાળનારાઓની બુતપરસ્તીનો હઝરત રસુલ અલ્લાહને બહુ ખોફ હતો, અને તેથી પોતે દોઆ માંગી લીધી હતી કે, ખુદાતાલા મારી કબરને બચાવી લેય ! "

જો બીલીમોરાના છીલ્લાપરસ્ત પારસીઓને અને ખાસ કરી મારા ઉપલા ભણેલા મીત્રને ખુદાવંદતાલાએ સમજ શકિત આપી હોય, તો ઉપલી હકીકત વાંચી તેઓ આ કલ્પીત કબ્ર–પરસ્તી, છીલ્લાપરસ્તી, બુત-પરસ્તી અને દેવચરની કામથી હવે હાથ ઉઠાવશે. ઉપલા ફકરાઓ ઉપર ધીરજથી વિચાર કરવાને હું મારા હમવતનીઓને નમનતાઇ સાથે અર્ઝ ગુજારું છું. ખોદા સૌને નેક બુદ્ધિ બક્ષે !

નવસારી. }
તા૦ ૫-૯-૨૩ } અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.

---

આ ચોપાનીયું સુરત હાઇસ્કુલ સામે આવેલા જુની મુંબઇ બેંક વાળા હરીઝ મંઝીલમાં આવેલા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ નવસારીનાં મી૦ અરદેશર નશરવાનજી બીલીમોરીઆ માટે છાપ્યું અને મી૦ બીલીમોરીઆએ હતુર કોટેજ, લુનસીકુઇ, નવસારીમાંથી પ્રગટ કર્યું.